# કાલજ્ઞાન.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮



પ્રત ૧૦૦૦ આવૃત્તિ ૨ જી



શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

કીંમત ૪ આના.

# પ્રસ્તાવના.

આજકાલ કેળવણીનો પ્રચાર જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ અનાદી કાળથી ચાલી આવતી અને દરેક મનુષ્યને ઉપયોગી એવી જે જ્યોતિષ વિદ્યા, તે ઉપર લોકોની આસ્થા ઘટતી જાય છે, પરંતુ વાસ્તવિક રીતે જરા વિચાર કરીને જોતાં પ્રજાને એનું ફળ બહુ વિપરિત ભોગવવું પડે છે. હાલના સમયમાં મનુષ્ય પોતે કેટલું જીવી શકશે, તે બાબતનું અજ્ઞાન હોવાથી કેવા સમયમાં અને કેવી સ્થિતિમાં મનુષ્યોનાં મરણ થાય છે, તે વિશે લોકોને વિશેષ કહેવાની જરૂર નથી, કારણ કે કેટલાંક મરણ એવાં થાય છે કે મરનાર માણસ ૨૪ કલાક પહેલાં એક મોટા કામની યોજના કરતો હોય છે, પરંતુ ૨૪ કલાક પછી તે મૃત્યુના ભયંકર મુખમાં સપડાય જાય છે. જ્યોતિષ વિદ્યા ઉપર સાંપ્રત કાળના જેવી લોકોની આસ્થા જો અત્યારે હોત તો આવી ભયંકર સ્થિતિ આપણે કદી જોવા પામત નહિં.

મનુષ્ય બિચારાં અચાનક મૃત્યુનો ભોગ ન થઇ પડે અને તેમને મૃત્યુ માટે ઓછામાં ઓછો છ માસ જેટલો વખત તૈયારી કરવાનો મળે અર્થાત્ પોતાના કુટુંબની વ્યવસ્થા કરીને સુખેથી મૃત્યુને આધીન થાય એ બાબતનું સંપૂર્ણ જ્ઞાન આ "કાળજ્ઞાન" માં આપવામાં આવ્યું છે, જે મનુષ્ય આ પુસ્તક વાંચે તે પોતાનું મૃત્યુ ક્યારે થશે, તે જાણી શકે છે, અને તેથી લોકોમાં હાલમાં જે ભયંકર સ્થિતિ જોવામાં આવે છે, તે આ પુસ્તકના પ્રચારથી કેટલેક અંશે દુર થવા સંભવ છે.

અમદાવાદ.
તા. ૧-૧૧-૧૮.

લી.
પ્રકાશક.

श्रीः ॥

# ॥ अथ कालज्ञानम् ॥

## ॥ भाषाटीका समेतम् ॥

**कालज्ञानं प्रवक्ष्यामि यदुक्तं शंभुना स्वयम् ॥**
**येन विज्ञानमात्रेण त्रिकालज्ञो भवेन्नरः ॥ १ ॥**

હવે અમો કાળજ્ઞાન વિષે કહિએ છીએ. એ સાક્ષાત્ શિવજીએ કહેલુંછે. આ (કાળજ્ઞાન)તેજ ફક્ત જાણવાથી માનવ ત્રિકાલજ્ઞ અર્થાત્ ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણનારો થાય છે. ૧

**कालेन सृजते ब्रह्मा कालेन हरते हरः ॥**
**कालेन पाल्यते विष्णुस्तस्मात्कालंच चिंतयेत् ॥ २ ॥**

હવે કાળનું મુખ્યત્વ દેખાડિએ છિએ. જેમ કે બ્રહ્મદેવ કાળના આધીન થઇને સૃષ્ટીની રચના કરી રહ્યા છે, શ્રીરૂદ્રજી સંહાર કરી રહ્યા છે, અને શ્રી વિષ્ણુ પણ એજ કાળના આધીન થઇને જગતનું પાલન કરે છે. તેથી વૈદ્ય લોકોએ કાળનું ચિંતન કરવું. ૨

**कालज्ञानं कलायुक्तं शम्भुना यच्च भाषितम् ॥**
**येन षण्मासतो मृत्युः पूर्वं ज्ञायेत रोगिणाम् ॥ ३ ॥**

શ્રી શિવજીએ કહેલું કલાયુક્ત ( શક્તિ સહિત અથવા છલસહિત ) કાળજ્ઞાન, જેને જાણવાથી ૭ મહિના પહેલાં રોગીઓના મૃત્યુને વૈદ્ય જોણી શકે છે. ૩

कालः सृजति भूतानि कालः संहरते प्रजाः ॥
कालः सुप्तेषु जागर्ति तस्मात्कालं च चिंतयेत् ॥ ४ ॥

કાળજ પ્રાણીઓની ઉત્પત્તિ અને સંહાર કરે છે તથા પ્રાણીઓની ઊંઘ ઉપર પણ કાળ જાગ્યો રહે છે, માટે કાળનું ચિંતન કરવું. ૪

काले देवास्तथा नागा यक्षाश्चासुरपन्नगाः ॥
विद्याधरा मनुष्याश्च सर्वे नश्यंति कालतः ॥ ५ ॥

કાળમાં દેવ, નાગ, યક્ષ, અસુર, પન્નગ, વિદ્યાધર અને માનવ એ સર્વ નષ્ટ થઇ જાય છે. ૫

विरंचिदिनमध्ये तु पतन्तीन्द्राश्चतुर्दश ॥
सोऽपि चाब्दशतांते तु स्वयं कालेन नश्यति ॥ ६ ॥

જેના એક દિવસમાં ચઉદ પણ ઇન્દ્રનું પતન થાય છે, એવા બ્રહ્મદેવ પણ સો વર્ષના અન્તે (અર્થાત કાળે કરીને) પોતે નષ્ટ થઇ જાય છે. ૬

मानुषस्तु शतंजीवी पुरा वेदेषु भाषितम् ॥
सोपि कालप्रभावेण विनश्यति न संशयः ॥ ७ ॥

વેદમાં એમ કહ્યું છે કે માનવ સો વર્ષ જીવે છે, પરંતુ સો વર્ષ પછી કાળના પ્રભાવથી જ નષ્ટ થઇ જાય છે. ૭

वर्षा शीतं तथा चोष्णं प्रत्यूषं मध्यमं दिनम् ॥
अपराह्नं तथा नक्तं रूपं कालस्य कथ्यते ॥ ८ ॥

ચોમાસું, શિયાળું, ગરમી, પ્રાતઃકાળ, મધ્યાન્હ, અપરાન્હ અને રાત્ર એ કાળનાજ રૂપ છે, અર્થાત્ એમાંજ પ્રાણી મરી જાય છે. ૮

काले फलंति तरवः काले बीजं प्ररोहति ॥
काले पुष्पवती नारी सर्वं कालेन जायते ॥ ९ ॥

કાળમાં વૃક્ષને ફળ આવે છે, કાળમાં બીજ ઉત્પન્ન થાય છે, કાળમાં સ્ત્રી રજસ્વલા થાય છે, એટલે યાવન્માત્ર વસ્તુઓ છે તે સર્વ કાળે કરીને થાય છે. ૯.

कालेऽशनं च तोयं च काले मेघः प्रवर्षति ॥
काले कर्म समुद्दिष्टं विपरीतं न शोभनम् ॥ १० ॥

કાળમાં ભોજન તથા જળપાન થાય છે, મેઘ વરસે છે અને જે કાળમાં જે કર્મ કરવા વિષે કહ્યું છે તે તે કાળમાં કરવાથી જ શુભ થાય છે, વિપરીત કાળમાં કરવાથી શુભ થતું નથી. ૧૦

कालाग्निर्जठरे जातस्तस्य वाञ्छा चतुर्विधा ॥
आहारमुदकं निद्रा कामश्चैव चतुर्थकः ॥ ११ ॥

જ્યારે કાળાગ્નિ પેટમાં ઉત્પન્ન થાય છે ત્યારે પ્રાણીની ઇચ્છા ચાર પ્રકારની થાય છે. આહાર જલપાન, નિદ્રા અને ચોથું મૈથુન. ૧૧

षट्चक्रं षोडशाधारं त्रिलक्षं व्योमपञ्चकम् ॥
स्वदेहे यो न जानाति कथं वैद्यः स उच्यते ॥ १२ ॥

જે વૈદ્ય પોતાના દેહમાં સ્થિત એવાં ૭ ચક્ર, સોળ આધાર અને ત્રણ લાખ વ્યોમ પંચકને નહીં જાણે તેને વૈદ્ય શી રીતે કહેવાય?૧૨

॥ तत्रादौ षट्चक्राण्याह ॥

प्रथमं ब्रह्मचक्रं तु लिंगचक्रं द्वितीयकम् ॥
तृतीयं नाभिचक्रं तु हृदि चक्रं चतुर्थकम् ॥ १३ ॥

पंचमं कंठचक्रं तु भ्रुवोर्मध्ये तु षष्ठकम् ॥
एतानि षट्‌च श्चक्राणि यो जानाति स वैद्यराट् ॥ १४ ॥

હવે ૭ ચક્ર બાબત કહું છું. બ્રહ્મરંધ્ર અર્થાત્ કપાળ પ્રથમ ચક્ર છે. બીજું લિંગચક્ર. ત્રીજું નાભિચક્ર, ચોથું હૃદયચક્ર, પાંચમું કંઠચક્ર અને બે ભમરની વચે છઠું ચક્ર છે. આ ૭ ચક્રોને જે જાણે છે તે વૈદ્યના રાજા છે. ૧૩-૧૪

॥ मतान्तर ॥

प्रथमं कपाटचक्रं ज्योतिश्चक्रं द्वितीयकम् ॥
तृतीयं नाभिचक्रं तु हृदि चक्रं चतुर्थकम् ॥ १५ ॥
पञ्चमं नासिकाचक्रं गुदचक्रं तु षष्ठकम् ॥
एतानि षट्‌च चक्राणि यो वेत्ति स तु वैद्यभाक् ॥१६॥

મતાંતરમાં કહે છે કે, પ્રથમ કપાટ (વક્ષઃ સ્થળ) ચક્ર છે, જ્યોતિ (પ્રાણ) ચક્ર છે, ત્રીજું નાભિ ચક્ર, ચોથું હૃદય ચક્ર, પંચમું નાસિકા ચક્ર અને છઠું ગુદા ચક્ર. આ ૭ ચક્રોને જે જાણે છે તે વૈદ્ય શબ્દોનો ભાગી છે. ૧૫-૧૬.

॥ अथ षोडशाधाराण्याह ॥

अहंकारो मनो बुद्धिश्चितं कारणमेव च ॥
प्राणोऽपानः समानश्च उदानो व्यान एव च ॥ १७ ॥
पृथ्वी आपश्च तेजश्च वायुराकाश एव च ॥
ज्योतिरूपं च तत्रैव षोडशाधार उच्यते ॥ १८ ॥

સોળ આધાર એ પ્રમાણે છે કેઃ—(૧) અહંકાર, (૨) મન, (૩) બુદ્ધિ, (૪) ચિત્ત, (૫) કારણ, (૬) પ્રાણ, (૭) અપાન, (૮) સમાન, (૯) ઉદાન, (૧૦) વ્યાન, (૧૧) પૃથ્વી, (૧૨) જલ, (૧૩) તેજ, (૧૪) વાયુ, (૧૫) આકાશ અને (૧૬) જ્યોતિરૂપ જીવ. આ દેહમાં એ સોળ આધાર છે. ૧૭–૧૮.

॥ त्रिलक्षाण्याह ॥

ऊर्ध्वलक्षं भवेत्तालौ मध्यलक्षं भवेद्धृदि ॥
अधोलक्षं भवेन्नाभ्यां लक्षातीतं निरञ्जनम् ॥ १९ ॥

તાળવામાં ઉર્ધ્વ ( જાણવાને અર્થે એવું ) લક્ષ છે, હૃદયમાં મધ્ય લક્ષ છે અને નાભિમાં અધોલક્ષ છે; પરંતુ આ ત્રણે લક્ષમાં ન આવે એવો પરમાત્મા છે. ૧૯

एकस्तंभं नवद्वारं त्रिशून्य पञ्चदेवता ॥
पञ्चेन्द्रियकुटुंबेषु यत्रात्मा तत्र मे गृहम् ॥ २० ॥

એક સ્તંભ (અહંકારરૂપ થાંભલો), નવ દ્વાર ( નેત્ર, નાસિકા આદિ નવ દરવાજા ), ત્રણ શૂન્ય ( રજ–સત્વ–તમ ), પાંચ દેવતા ( પંચતત્વ દેવરૂપ ) અને પાંચ ઇંદ્રિય; એ બધા મળીને એક કુટુંબ છે. એમાં આત્મા છે અને એજ આ પ્રાણીનું ઘર છે. આ વ્યોમ-પંચક થયું. ૨૦.

कुविंशतिसहस्राणि षट्शतान्यधिकानि च ॥
निशाह्ने चलते प्राणः सोऽपि स्तंभोऽत्र कथ्यते ॥ २१ ॥

૨૧૬૦૦ એકવીસ હજાર છસો શ્વાસ આ પ્રાણીના દિન રાત્રમાં ચાલે છે; એના સ્તંભ પણ કહું છું. ૨૧.

आत्मा शरीरमित्युक्तमन्तरात्मा मनो विदुः ॥
परमात्मा भवेत्प्राणः पञ्च तत्त्वानि धारयेत् ॥ २२ ॥

શરીરનો ( સ્તંભ ) આત્મા, મનનો અંતરાત્મા અને પ્રાણોનો પરમાત્મા સ્તંભ કહે છે; એ જ પંચતત્વોને ધારણ કરે છે. ૨૨

कायानगरमध्ये तु प्रतोली शून्यवद्भवेत् ॥
नरेन्द्रो गच्छते तेन तत्पुरं शून्यकं भवेत् ॥ २३ ॥

દેહરૂપ નગરમાં નસ, નાડી અને ઇંદ્રિય વિગેરે જે રસ્તા છે તે શૂન્ય થઇ જાય છે, અર્થાત્ તેના કાર્ય બંધ થઇ જાય છે ત્યારે પ્રાણ રૂપ રાજા તે રસ્તામાં થઇને નિકળી જાય છે, તે વખત આ દેહ રૂપ નગર શૂન્ય થઇ જાય છે. ૨૩

॥ स्वरोदयमतात् ॥

कायानगरमध्ये तु मारुतो रक्षपालकः ॥
प्रवेशो दशभिः प्रोक्तो द्वादशाङ्गुलनिर्गमः ॥ २४ ॥

હવે સ્વરોદયના મતથી કાળજ્ઞાન વિષે કહિયે છિએ; આ દેહરૂપ નગરમાં શ્વાસ રૂપ પવન જ રખવાળવાળો છે, તેનો દસ આંગળીઓનો પ્રવેશ અને બાર આંગળીઓનો નિર્ગમ કહેલો છે. તેમાં ન્યુનાધિક્ય થવું એ અરિષ્ટ થવાનું ચિન્હ છે. ૨૪

उदयं सूर्यमार्गेण चन्द्रेणास्तमयं यदि ॥
ददाति गुणसंघातं विपरीत विनाशकृत् ॥ २५ ॥

સ્વરનો ઉદય નાસિકાના જમણા માર્ગથી હોય અને ડાબા માર્ગથી અસ્ત હોય તો તે અત્યન્ત ગુણદાતા છે. તેનાથી વિપરીત

હોય, અર્થાત્ ડાબા સ્વરથી ઉદય અને જમણા સ્વરથી અસ્ત થાય તો તે વિનાસ કરે છે. ૨૫

संपूर्णं वहते सूर्यः सोमश्चैव न दृश्यते ॥
पक्षेण जायते मृत्युः कालज्ञानेन भाषितम् ॥ २६ ॥

જો હમેશાં જમણો સ્વર ચાલે, વામસ્વર કદી પણ ચાલે નહી તો તે પ્રાણીનું ૧૫ દિવસમાં મૃત્યુ થાય, એમ કાળજ્ઞાનેકહેલુંછે. ૨૬

मासश्चैव तु षण्मासः पक्षश्चैव त्रिमासकः ॥
पंचरात्रिर्वहेच्चैकस्तस्य मृत्युर्न संशयः ॥ २७ ॥

જે પ્રાણીનો એક જ સ્વર એક મહિનો અથવા છ મહિના, એક પક્ષ અગર ત્રણ માસ, અથવા પાંચ રાત્રિ બરાબર ચાલે તો તેનું મૃત્યુ નિઃસંદેહ થશે. ૨૭

शुक्लपक्षे वहेद्वामं कृष्णपक्षे च दक्षिणम् ॥
उभयोस्त्रीणि दिवसं दृश्यते चंद्रसूर्ययोः ॥ २८ ॥

શુક્લ પક્ષમાં પ્રથમ ડાબો સ્વર ચાલે છે અને કૃષ્ણ પક્ષમાં જમણો સ્વર ચાલે છે, એટલે શુક્લ—કૃષ્ણ પક્ષોમાં ચંદ્ર અને સૂર્ય ત્રણ દિવસ ચાલે છે. ૨૮.

पञ्चभूतात्मकं दीपं चन्द्रस्नेहेन पूरितम् ॥
रक्षेच्च सूर्यवातेन तेन जीवः स्थिरो भवेत् ॥ २९ ॥

આ પંચભૂતાત્મક દેહરૂપ દીપક ચંદ્રસ્વર રૂપ સ્નેહથી ભરેલો છે, તેનું સૂર્ય સ્વરૂપ પવનથી રક્ષણ કરવું જોઇએ, તો આ જીવ સ્થિર રહેશે. ૨૯

आत्मादीपः सूर्यज्योतिरायुःस्नेहः कलात्मकः ॥
कायाकज्जलसंसारे वृत्तिरेखा तनोर्मता ॥ ३० ॥

આત્મારૂપ દીપક, સૂર્ય સ્વરરૂપ જ્યોતિ, આયુ રૂપ તેલ ભરેલું છે; એમાં કાયા રૂપ કજ્જલ છે, અને આ સંસારમાં પ્રાણીની વૃત્તિ છે, એજ આ દેહની રેખા કહેલી છે. ૩૦.

अरुंधती ध्रुवं चैव विष्णोस्त्रीणि पदानि च ॥
आयुर्हीना न पश्यंति चतुर्थं मातृमंडलम् ॥ ३१ ॥

અરૂંધતી, ધ્રુવ અને વિષ્ણુના ત્રિપદ ( શ્રવણ નક્ષત્રના ત્રણ તારા ), તેમજ ચોથું માતૃમંડળ ( કૃત્તિકાના છ તારા ) એને હીનાયુ આદમી જોઇ શકતો નથી. ૩૧.

अरुंधती भवेज्जिह्वा ध्रुवो नामाग्रमेव च ॥
विष्णुस्तु भ्रूद्वयोर्मध्यं भ्रूद्वयं मातृमंडलम् ॥ ३२ ॥

આ કાળજ્ઞાનમાં જીભને અરૂંધતી કહે છે અને નાસિકાના અગ્ર ભાગને ધ્રુવનો તારો કહે છે, બે ભમરની વચ્ચે વિષ્ણુપદ છે અને બે ભમરને માતૃમંડળ કહે છે, અર્થાત્ મરણાસન્ન આદમી તેને દેખી શકતો નથી. ૩૨

अक्षैर्लक्षितलक्षणेन पयसा पूर्णेन्दुना भानुना ॥
पूर्वादक्षिणपश्चिमोत्तरदिशां षट्त्रिद्विमासैकक्रम् ॥३३॥
छिद्रं पश्यति चेत्तदा दशादिनं धूम्राकृतिं पश्चिमे ॥
ज्वालांपश्यतिसद्यएवमरणंकालोचितज्ञानिनाम् ॥३४॥

રોગી જો જળમાં સૂર્યના અથવા ચંદ્રના પ્રતિબિંબમાં પૂર્વ-દક્ષિણ-પશ્ચિમ-અને ઉત્તર એ ચાર દિશામાંથી કોઇ પણ દિશા તરફ છિદ્ર દેખે તો ક્રમથી છ, ત્રણ બે અને એક એટલા મહિના જીવે. સૂર્ય-ચંદ્રને ધૂમ્રવર્ણ જુવે તો દસ દિવસ અને એ પ્રતિબિંબમાં પશ્ચિમ તરફ જ્વાળા દેખે તો તત્કાળ મરણ થશે, એવું કાળજ્ઞાન જાણવાવાળાઓએ કહેલું છે. ૩૩-૩૪

॥ मरणमें अरिष्टको मुख्यत्व ॥

पुष्पं यथापूर्वरूपं फलस्येह भविष्यतः ॥
तथा लिंगमरिष्टाख्यं पूर्वरूपं मरिष्यतेः ॥ ३५ ॥
अप्येव तु भवेत्पुष्पं फलेनाननुबंधि यत् ॥
फलं चापि भवेत्किञ्चिद्यस्य पुष्पं न पूर्वजम् ॥ ३६ ॥

( જે વૃક્ષને ફુલ આવીને પછી ફળ આવે છે તે વૃક્ષ માટે ) જેમ ફુલ એ ફળનું બોધક, અર્થાત્ ફુલ આવ્યા બરાબર અનુમાનદ્વારા નિશ્ચય થાય છે કે હવે એને ફળ પણ આવશે, તેજ પ્રકારે અરિષ્ટ લક્ષણ ( નિશ્ચિત મરણનાં સૂચક ચિન્હ) દ્વારા ભાવી (થનાર મૃત્યુનો નિશ્ચય થાય છે. જેમ અનેક પુષ્પોમાં ફળ આવતાં નથી તેમજ કોઇ ફળ પુષ્પોમાં ફળ આવતાં નથી તેમજ કોઇ ફળ પુષ્પ વિનાના પણ હોય છે. ( જેમ કે પીપળો વિગેરે ). ૩૫-૩૬

न त्वरिष्टस्य जातस्य नाशोऽस्ति मरणादृते ॥
मरणं चापि तन्नास्ति यन्नारिष्टपुरःसरम् ॥ ३७ ॥
मिथ्यादृष्टमरिष्टाभमनारिष्टमजानता ॥
अरिष्टं चाप्यसंबुद्धमेतत्प्रज्ञापराधजम् ॥ ३८ ॥

પરંતુ અરિષ્ટ સૂચક ચિન્હ થવાથી અવશ્ય મૃત્યુ થવાનું. એવું મરણજ નથી કે જેના પેહેલાં અરિષ્ટ સૂચક લક્ષણ ઉપસ્થિત નહીં થાય. અનેક સ્થળોમાં એવો બોધ થાય છે કે અરિષ્ટ સૂચક લક્ષણ થએલાં છે અને રોગીનું મૃત્યુ થયું નહિ, અથવા તો ક્યારનું મૃત્યુ થઇ ગયું પણ મૃત્યુના પહેલાં કોઇ અરિષ્ટ ચિન્હ જોવામાં આવ્યું નહીં પણ એવા બોધ ભ્રમાત્મક છે એમાં કાંઇ સંદેહ નથી. (કારણ કે) જે પ્રકૃતીને વૈદ્યે અરિષ્ટ ચિન્હ મા-યું તે પ્રકૃતિ—તબિયત અરિષ્ટ ચિન્હવાળી નહતી, અજ્ઞાનથી તેનેએવો ભ્રમથઇ ગયો. ૩૭-૩૮

**तानि सौक्ष्म्यात्प्रमादाद्वा तथैवाशु व्यतिक्रमात् ॥**
**गृह्यन्ते नोद्गतान्यद्धैर्मुमूर्षुन त्वसंभवात् ॥ ३९ ॥**
**आसाद्विणाप्नुयाल्लोके प्रतिकुर्वन्गतायुषः ॥**
**अतोरिष्टानि यत्नेन लक्षयेत्कुशलो भिषक् ॥ ४० ॥**

કોઇ મૃત્યુના પહેલાં અરિષ્ટ લક્ષણ સંપૂર્ણ રીતે જાણવામાં નથી આવતાં, તેનું કારણ એ છે કે આ જે લક્ષણ કહેલાં છે તે સવ અત્યન્ત સૂક્ષ્મ ( બારીક ) રૂપથી ઉઠે છે, અથવા એક લક્ષણ થયા પછી તરત બીજું લક્ષણ થવા માંડે છે, તેનું અનુમાન મરવા વાળા રોગીને થયું નથી, અથવા જેથી કરીને એ અરિષ્ટનું જ્ઞાન થાય એવું વિશેષ કાંઇ મનમાં લાગતું નથી, તેના લીધે યથાર્થ જ્ઞાન થયું નથી. એ ઉપરથી એવો નિશ્ચય થયો કે મૃત્યુના પહેલાં આ અરિષ્ટ ચિન્હ તો અવશ્ય ઉત્પન્ન થાય છે, પણ તે વખત તેવો નિશ્ચય થતો નથી. એ પ્રમાણે નિશ્ચય નહીં થવાનું કારણ અજ્ઞાનતા અથવા યથાર્થ લાગણી મનમાં નિશ્ચયાત્મક ન થવી એજ છે. ( બીજું કાંઇ નથી. )

મરણાસન્ન માણસની તબિયતની ચિકિત્સા કરવાનો પરિશ્રમ અવશ્ય નિષ્ફળ જાય છે ( અર્થાત્ પરિશ્રમ કરનારને યશ અથવા ધન એ બેમાંથી કાંઇ પણ પ્રાપ્ત થતું નથી.) માટે વૈદ્યે સર્વ અરિષ્ટ લક્ષણો જાણવાં એ અતિ અગત્યનું છે. ૩૯-૪૦

अथातःपञ्चेन्द्रियार्थविप्रतिपत्तिमध्यायंव्याख्यास्यामः ॥

હવે પંચદ્રિયાર્થ વિપ્રતિપત્તિ અધ્યાયની વ્યાખ્યા કરીશું.

शरीरशीलयोर्यस्य प्रकृतिर्विकृतिर्भवेत् ॥
तत्त्वारिष्टं समासेन व्यासतस्तु निबोध मे ॥ ४१ ॥

પ્રાણીનું શરીર, માનસિક સ્વભાવ અને તબિયત એ ત્રણે પલટી જાય તો તે મરણનાં લક્ષણ સમજવાં. આ મેં સંક્ષેપથી કહ્યું હવે હે વત્સ તું વિસ્તારથી શ્રવણ કર. ૪૧

## ॥ कर्णेन्द्रियनी विकृति ॥

शृणोति विविधाञ्छब्दान्यो दिव्यानामभावतः ॥
समुद्रपुरमेघानामसंपत्तौ च निःस्वनम् ॥ ४२ ॥
तान्स्वनान्नावगृह्णाति मन्यते चान्यतेचान्यशब्दवत् ॥
ग्राम्यारण्यस्वनांश्चापि विपरीतान्छृणोत्यपि ॥ ४३ ॥
द्विषच्छब्देषु रमते सुहृच्छब्देषु कुप्यति ॥
न शृणोति च योऽकस्मात्तं ब्रुवंति गतायुषम् ॥ ४४ ॥

જે માણસ વિવિધ શબ્દ (બોલવું, પાઠ, ગીત, વાજાં વિગેરેના) અને દિવ્ય (સિદ્ધ, ગંધર્વ, કિન્નર આદિના) તથા દર્યા, રેલ, મેઘ વિગેરેના શબ્દ નહીં થયેલા છતાં તે સાંભળે, અથવા દર્યા વિગેરેના

શબ્દ થએલા છતાં તે ન સાંભળે, અગર તે શબ્દ બીજા કોઇના શબ્દ જેવા સાંભળે તથા ગામમાં થએલા શબ્દ જંગલના શબ્દ જેવા સાંભળે અને જંગલના શબ્દ ગામના શબ્દ જેવા સાંભળે અને જંગલના શબ્દ ગામના શબ્દ જેવા સાંભળે, તેમજ શત્રુ ા આપણુ ઉપર પ્રીતિ કરે અને માયા, પિતા, ભાઇ, મિત્ર આદિના શબ્દ ન સાંભળે, તો તે પ્રાણી ગતાયુ સમજવો; આ કર્ણેન્દ્રિયનાં લક્ષણ છે. ૪૨-૪૩-૪૪.

॥ त्वचानी विकृति ॥

यस्तूष्णमिव गृह्णाति शीतमुष्णं च शीतवत् ॥
संजातशीतपिडको यश्च दाहेन पीडयते ॥ ४५ ॥
उष्णगात्रोऽतिमात्रं च यः शीतेन प्रवेपते ॥
प्रहारान्नाभिजानाति योऽङ्गच्छेदमथापि वा ॥ ४६ ॥
पांशुनेवावकीर्णानि यश्च गात्राणि मन्यते ॥
वर्णान्यभावो राज्यो वा यस्य गात्रे भवंतिहि ॥ ४७ ॥
स्नातानुलिप्तं यश्चापि भजंते नीलमाक्षिकाः ॥
सुगंधिर्वाति योऽकस्मात्तं वदंति गतायुषम् ॥ ४८ ॥

હવે રોગીના સ્પર્શની વિપરીતતા દર્શાવવામાં આવે છે; જે માણસ શીતલ પદાર્થને ગરમ જાણીને ગ્રહણ કરે અને ગરમ વસ્તુને શીતલ સમાન લે, તેમજ ટાઢથી પીડિત દેહ હોય તો પણ તેના દેહમાં બહુ દાહ થયો હોય, જેનો દેહ ગરમ છતાં પણ જાણે શીતથી પીડાએલો હોય એવી રીતે થર્ થર્ કાંપતો હોય, તથા લાકડી તલવાર વિગેરેની ચોટ લાગે તો અને અંગ કપઇ જાય તો પણ માલુમ નહીં

પડે, તેમજ જે અંગને ધૂળથી આચ્છાદિ માને, વળી દેહનો વર્ણ પલટી જાય અથવા જેની દેહ ઉપર કાળી લાલ રેખા આવી જાય, શિવાય જેમ સ્નાન થઈને ચંદન વિગેરેનો લેપ કર્યા પછી નીળી માખીઓ શરીર ઉપર આવીને બેસે છે તેવી રીતે જેની દેહ ઉપર નીળી માખીઓ આવીને બેસે અને જેના શરીરનો એકદમ સુગંધ આવવા માંડે, એવું માણસ ૧ વર્ષમાં અવશ્ય મૃત્યુને શરણ થાય. ૪૫–૪૮.

विपरीतेन गृह्णाति रसान् यश्चोपयोजिताम् ॥
उपयुक्ताः क्रमाद्यस्य रसा दोषाभिवृद्धये ॥ ४९ ॥
यस्य दोषाग्निसाम्यं च कुर्युर्मिथ्योपयोजिताः ॥
यो वा रसान्न संवेत्ति गतासुं तं प्रचक्षते ॥ ६० ॥

જે આદમી ખાટી ચીજને મીઠી એ રીતે સર્વ રસની રૂચી વીપરીત માને અને સારા મધુર રસનુ ક્રમપૂર્વક સેવન કરેલું છતાં શરીરમાં દોષનો વધારો થાય, તથા વિપરીતતાથી સેવન કરેલા રસથી દોષ અને અગ્નિ સામ્ય થઇ જાય (અર્થાત્ હિતકારી પદાર્થ ઉપદ્રવ કરે અને ઉપદ્રવકારી પદાર્થ જેને હિત સમાન થાય) તથા જે ખોરાકના રસને જાણે નહીં તેને ગતાયુ સમજવો; તે એક માસમાં મરી જશે. ૪૯ ૫૦

सुगंधं वेत्ति दुर्गंधं दुर्गंधस्य सुगंधिताम् ॥
यो वा गंधान्न जानाति गतासुं तं विनिर्दिशेत् ॥६१ ॥

જે માણસ સુગંધને દુર્ગંધ અને દુર્ગંધને સુગંધ માને અથવા જે સુગંધ અને દુર્ગંધ કાંઇ જ ન સમજે તેને ગતપ્રાણ સમજવો તે પણ એક મહિનામાં મરી જાય છે. ૫૧.

द्वंद्वान्युष्णाहिमादीनि कालावस्थादिशस्तथा ॥
विपरीतेन गृह्णाति भावानन्यांश्च योनरः ॥ ५२ ॥
दिवाज्योतींषि यश्चापि ज्वलितानीव पश्यति ॥
रात्रौ सूर्यं ज्वलंतं वा दिवा वा चन्द्रवर्चसम् ॥ ५३
अमेघोपप्लुवे यश्च शक्रचापतडिद्गुणान् ॥
तडित्वतोऽसितान्यो वा निर्मले गगने घनान् ॥
विमानयानप्रसादैर्यश्च संकुलमंबरम् ॥ ५४ ॥
अश्वानिलं मूर्तिमंतमन्तरिक्षं च पश्यति ॥
धूमनीहारवासोभिरावृतामिव मेदिनीम् ॥ ५५ ॥
प्रदीप्तमिव लोकं च यो वा प्लुतमिवाम्भसा ॥
भूमिमष्टापदाकारां लेखाभिर्यश्च पश्यति ॥ ५६ ॥
न पश्यति सनक्षत्रां यश्च देवीमरुंधतीम् ॥
ध्रुवमाकाशगंगां वा तं वदंति गतायुषम् ॥ ५७ ॥

જે માણસ ગરમ, ઠંડા કાળની અવસ્થાનું (પ્રવાત, નિર્વાત અને વર્ષાદિ) તથા દિશાનું, તેમજ દ્રવ્ય, ગુણ, કર્માદિનું વિપરીત ભાવનાથી ગ્રહણ કરે, તે એક માસમાં મરણ પામે. હવે રૂપગ્રહણનું કહિએ છિએ કે; આદમી દહાડે જ્યોતિવાળા પદાર્થને (સૂર્ય, ચંદ્ર ઇત્યાદિને) અગ્નિ જેવા બળતા દેખે અને રાત્રે સૂર્યને પ્રજ્વલિત જુવે, અથવા દિવસના સમયે સૂર્યને ચંદ્રમા સમાન શીતલ તેજવાળો જુવે, તેમજ વાદળું નહીંથયા છતાં ઇંદ્ર ધનુષ અને ચમકતી

વિજળીને દેખે, તથા વિજળીવાળાં વાદળોને કાળાં પીળાં દેખે અને નિર્મળ આકાશને વાંદળાંથી વ્યાપ્ત દેખે, તો તે આદમી બે અગર ત્રણ મહીનામાં મરી જશે. જે માણસ આકાશમાં વિમાન, યાન (રથ ઘોડા વિગેરે) અને મહેલ ભરાઇ ગયેલા દેખે, તથા ચાલતા પવનને મુર્તિમાન દેવતાના અથવા અન્ય પુરૂષના આકારવાળા દેખે, તથા નેત્ર રોગ નહી થયેલો છતાં પૃથિવીને ધુમ્ર, ધુળ, અને વસ્ત્રોથી આચ્છાદિત થએલી જુવે, અને ગ્રીષ્મ રુતુ નહીં છતાં જગતને ગરમીથી વ્યાપ્ત દેખે, યાતો પાણીમાં ડુબી ગએલું જુવે, તથા પૃથિવીને રેખા રચિત ચતુરપથના આકારવાળી જુવે તથા જે માણસ નક્ષત્ર સહિત અરૂંધતી ધ્રુવના તારા અને શિશુમાર ચક્રને ન દેખે, તેનું મૃત્યુ સમીપ આવેલું જાણવું. ૫૩–૫૭.

ज्योत्स्नादर्शोष्णतोयेषु छायां यश्च न पश्यति ॥
पश्यत्येकांगहीनां वा विकृतांवाऽन्यसत्वजाम् ॥ ५८ ॥
श्वकाककंकगृध्राणां प्रेतानां यक्षरक्षसाम् ॥
पिशाचोरगनागानां भूतानां विकृतामपि ॥ ५९ ॥
यो वा मयूरकंठाभं विधूमं वह्निमीक्षते ॥
आतुरस्यभवेन्मृत्युः स्वस्थो व्याधिमवाप्नुयात् ॥६०॥

જે માણસ તડકામાં, ચંદ્રના પ્રકાશમાં, દર્પણમાં અને જળમાં પોતાની છાયાને ન જુવે, કદાચ જુવે તો (હાથ, પગ, મસ્તક વિગેરે) એકાદ અંગથી રહિત જુવે, અથવા વિકૃત તથા અન્યસત્વ (બીજા પ્રાણી ગધેડું, કૂતરૂં) કોઇને જુવે, તથા શ્વાન, કાક, કંક, ગીધ, પ્રેત, યક્ષ, રાક્ષસ, પિશાચ, સર્પ, નાગ તથા માણસ એમની

છાયાને વિકૃત જુવે, તથા જે માણુસ ધૂમ્ર રહિત અગ્નિનો વર્ણ મયુર કંઠ જેવો નીલો જુવે, તે માણુસ રોગી હોય તો તેનું મૃત્યુ થાય અને સારી તબિયતવાળો હોય તો રોગી થશે. ૫૮-૬૦

॥ अथातश्छायाविप्रतिपत्तिरूपमध्यायंव्याख्यास्यामः ॥

હવે છાયા વિપ્રતિપત્તિ રૂપ અધ્યાયની વ્યાખ્યા કરીશું. આ જગતમાં છાયા શબ્દની પાછળ હી, શ્રી, તુષ્ટિ ઇત્યાદિની પણ વિપરીતતા જાણવી જોઇએ, માટે તેની પણ વ્યાખ્યા કરીશું.

श्यावा लोहितका नीला पीतिका वापि मानवम् ॥
अभिद्रवन्तियं छायाः सपरासुरसंशयम् ॥ ६१ ॥

હવે છાયાની વિપરીતતા દેખાડિએ છીએ; જેમકે જે પુરૂષની સાથે કાળી, લાલ, નીલી અને પીળી છાયા દેખાય તે ગતપ્રાણ અર્થાત્ મરવાના એમ જાણવું. ૬૧.

ह्रीश्रियौ नश्यतो यस्य तेज ओजः स्मृतिः प्रभा ॥
अकस्माद्यं भजंते वास परासुरसंशयम् ॥ ६२ ॥

હવે પ્રભાની વિપરીતતા દેખાડિએ છીએ, જે રોગીની લજ્જા, લક્ષ્મી, ઓજ. સ્મરણ શક્તિ અને કાન્તિ એ અકસ્માત જતાં રહેશે, અથવા લજ્જા વિગેરેથી રહિત છતાં તે એકદમ લજ્જા વિગેરેથી થાય તો તે માણુસ અવશ્ય મરે. ૬૨.

यस्याधरोष्ठः पतितः क्षिप्तश्चोर्ध्वं यथात्तरः ॥
उभौ वा जाम्बवाभासौ दुर्लभ तस्य जीवितम् ॥६३॥

જેનો હોઠ નીચે પડી જાય અને ઉપરનો હોઠ ઉપર ચોંટી

જાય, અથવા બન્ને હોઠ જાંબુડાની માફક કાળા પડી જાય, તે માણસ જીવવો મુશ્કેલ છે. ૬૩.

आरक्ता दशना यस्य श्यावा वा स्युः पतंति च ॥
खञ्जनप्रतिमावापितं गतायुषमादिशेत् ॥ ६४ ॥

જે માણસના દાંત લાલ અથવા કાળા થઇ જાય અથવા પડી જાય તેને ગતાયુ અર્થાત્ મરવાનો એમ સમજવું. ૬૪.

कृष्णा स्तब्धावलिप्ता वा जिह्वा शूना च यस्य वै ॥
कर्कशावाभवेद्यस्य सोऽचिराद्विजहात्यसून् ॥ ६५ ॥

જેની જીભ કાળી, લકર, કફથી લીસી, સોજાવાળી અને કઠોર થઈ જાય તે થોડા વખતમાં મરવાનો એમ વૈદ્યે સમજવું, તે એક મહિનામાં મરશે. ૬૫.

कुटिला स्फुटिता वापि शुष्का वा यस्य नासिका ॥
अवस्फूर्जति मग्ना वा न स जीवति मानवः ॥ ६६ ॥

જેનું નાક વાંકું, સ્ફુટિત, સૂકું, અને શબ્દયુક્ત થયું હોય, અથવા અંદર બેશી જાય તે માણસ જીવે નહીં, તે સાત રાત્રિમાં મૃત્યુ પામે. ૬૬.

संक्षिप्ते विषमे स्तब्धे रक्ते स्रस्ते च लोचने ॥
स्यातां वा प्रस्नुते यस्य स गतायुर्नरो ध्रुवम् ॥ ६७ ॥

જેની આંખ સાંકડી, ઊંચી, નીચી, નિચેષ્ટ, લાલ, અને નીચે પડેલી હોય, અથવા તેમાંથી પાણી વેહેતું હોય, તે આદમી ગતાયુ છે એમ નિશ્ચે જાણવું. ૬૭.

केशाः सीमंतिनो यस्य संक्षिप्ते विनते भ्रुवौ ॥

लुनंति चाक्षिपक्ष्माणि सोचिराद्याति मृत्यवे ॥ ६८ ॥

જેના વાળના ગુચડા ચોટલાની માફક થઇ જાય; અને એનુ ભમર સંકુચિત થઇ નીચે પડી જાય, તથા જે પાંપણના વાળને વારે વારે ખુલાં કરે, ચોળે, તે થોડા કાળમાં યમરાજાને ઘેર પોહોંચે. કદિ આ ચિન્હ રોગ વગર થયાં હોય તો તે છ મહિનામાં મરે, અને રોગી પુરૂષને થયાં હોય તો તે ત્રણ દિવસમાં મરણ પામે. ૬૮.

नाद्दरत्यन्नथास्यस्थं न धारयति यः शिरः ॥

एकाग्रदृष्टिर्मुढात्मा सद्यः प्राणाञ्जहाति सः ॥ ६९ ॥

હવે દેહના અવયવોની ક્રિયાની વિપરીતતા કહે છે કે; જે માણસ મોઢામાં ઘાલેલો પદાર્થ ન ખાય, મસ્તકને ધારણ ન કરે (અર્થાત્ માથું શિધું રાખી ન શકે) એકજ સ્થાન તરફ નજર લગાડી રાખે, જેનું હમેશનું શીલ જતું રહેશે, તે તત્કાળ પ્રાણનો ત્યાગ કરે. ૬૯

बलवान्दुर्बलो वापि संमोहं योऽधिगच्छति ॥

उत्थाप्यमानो बहुशस्तं धीरः परिवर्जयेत् ॥ ७० ॥

બળવાન હોય અથવા દુર્બળ હોય, પણ જેને વારે વારે ઉઠવાથી મૂર્છા આવે, તેને ધીરજવાળો પુરૂષ છોડી દે છે. ૭૦

उत्तानः सर्वदा शेते पादौ विकुरुते च यः ॥

विप्रसारणशीलो वा न स जीवति मानवः ॥ ७१ ॥

જે સર્વ કાળ ગાઢી ઉંઘમાં રહે, અને પગ કોઇ વખત ઉભા કરે અને કોઇ વખત એમને એમ રાખે, કોઇ વખત વાળે, એવી રીતે જુદા જુદા ચિન્હ કરે અથવા તો પગ તાણી રાખે તે રોગી જીવવાનો નથી. ૭૧

शीतपादकरोच्छ्वासश्छिन्नश्वासश्च यो भवेत् ॥
काकोच्छ्वासश्च यो मर्त्यस्त धीरः परिवर्जयत् ॥७२॥

જેના હાથ, પગ અને શ્વાસ ઠંડા હોય તથા શ્વાસ વારે વારે તુટી જાય, અગવા કાગડા જેવા શ્વાસ લે તેને ધૈર્યવાન વૈદ્યે છોડી દેવો, તે તાત્કાલિક મરણનાં ચિન્હ છે. ૭૨

निद्रा न छिद्यते यस्य यो वा जागर्ति सर्वदा ॥
मुह्येद्वा वक्तुकामस्तु प्रत्याख्येयः स जानता ॥७३॥

જે સુતોને સુતોજ રહે, જાગે નહીં અથવા જે સદૈવ જાગતોજ રહે, સુવે નહીં, અથવા બોલવા માંડે તે વખત મૂર્ચ્છા આવી જાય તેને વૈદ્યે છોડી દેવો. ૭૩

उत्तरोष्ठञ्च यो लिह्यादुद्गारांश्च करोति यः ॥
प्रेतैर्वा भाषते सार्द्धं प्रेतरूपं तमादिशत् ॥७४॥

જે માણસ ઉપરનો હોઠ ચાટયા કરે, વારેવારે હુડકાર લે, તથા મુવેલા પુરૂષની સાથે ભાષણ કરે, તેને પ્રેતરૂપ સમજવો. ૭૪

स्वेभ्यः सरोमकूपेभ्यो यस्य रक्तं प्रवर्तते ॥
पुरुषस्य विषार्त्तस्य सद्यो गह्यात्स जीवितम् ॥७५॥

હવે શરીરના ભાગમાં વ્યાધિના લીધે થનાર અરિષ્ટ કૃત ખાસ લક્ષણ કહે છે; જેના રોમાંચમાંથી લોહીનો પ્રવાહ ચાલે તે વિષાર્ત્ત પુરૂષ તાત્કાળ જીવનનું ત્યાગ કરે. ૭૫

वाताष्ठीला तु हृदये यस्योर्ध्वमनुयायिनी ॥
रुजान्नविद्वेषकरी स परासुरसंशयम् ॥ ६६ ॥

જેની છાતીમાં વાયુનું જોર પ્રકટ થઈને ઉપર ચઢે અને છાતીમાં પીડા થાય, તથા ખાવા ઉપર પ્રીતિ નહીં હોય, તે રોગી મરે એમ જાણવું. ૭૬

**अनन्योपद्रवकृतः शोफः पादसमुत्थितः ॥**
**पुरुषं हन्ति नारीं तु मुखजो गुह्यजो द्वयम् ॥७७॥**

પગમાં સોજો હોય અને તેને શેક કરવાથી ઉપદ્રવ, શ્વાસ, તૃષા આદિ ઉત્પન્ન થાય તો તેથી તે પુરૂષનો નાશ થાય..મોઢા ઉપર આવેલો સોજો ઉપર કહેલા દોષોથી મુક્ત હોય તો તે સ્ત્રીનો નાશ કરે, અને ગુદાનો સોજો હોય તો તે સ્ત્રી અગર પુરૂષ બેઉને નષ્ટ કરે છે. ૭૭

**अतिसारो ज्वरो हिक्का छर्दिः शूनांडमेढ्रता ॥**
**श्वासिनो कासिनो वापि यस्य तं परिवर्जयेत् ॥७८॥**

ખાંસીવાળા તથા શ્વાસવાળા રોગીને અતિસાર, જ્વર, હિંચકી અને વમન એ ઉપદ્રવ થયાં હોય તથા અંડકોશ ઉપર અને લિંગ ભાગ ઉપર સોજો હોય તો વૈદ્યે તેનો ત્યાગ કરવો. ૭૮

**स्वेदो दाहश्च बलवान् हिक्का श्वासश्च मानवम् ॥**
**बलवंतमपि प्राणैर्वियुज्यंति न संशय ॥७९॥**

જેને પરસેવો અને દાહ અત્યંત થતાં હોય એવા બલવાન પુરૂષને હિંચકી અને શ્વાસ રોગ પ્રાણ રહિત કરે છે, એમાં સંદેહ નથી ૭૯

**श्यामा जिह्वा भवेद्यस्य सव्यं चाक्षि निमज्जति ॥**
**मुखं च जायते पूति यस्य तं परिवर्जयेत् ॥ ८० ॥**

જેની જીભ કાળી થએલી હોય, અને જમણી આંખ બેસી જાય તથા મોઢામાંથી દુર્ગંધ આવતી હોય તેને વૈદ્યે છોડી દેવો. ૮૦

वक्त्रमापूर्यतेश्रूणां स्विद्यतश्चरणावुभौ ॥
चक्षुश्चाकुलतां याति यमराष्ट्रं गमिष्यतः ॥८१॥

જેનું મુખ આંસુઓથી ભરી જાય અને બન્ને પગ ઉપર પસીનો વળે તથા જેની આંખો વ્યાકુળ થઇ જાય તે યમપુરીએ જવાનો એમ જાણવું. એવો રોગી પ્રહર અથવા બે ઘડીમાં મરી જાય છે. ૮૧

अतिमात्रं लघूनि स्युर्गात्राणि गुरुकाणि च ॥
यस्याकस्मात्स विज्ञेयो गंता वैवस्वतालयम् ॥८२॥

જે રોગીનું શરીર ભારે છતાં એકદમ અત્યંત હલકું થઇ જાય તે રોગી યમરાજાને ઘેર જવાનો. ૮૨

पङ्कमत्स्यवसातैलघृतगंधांश्च ये नराः ।
मृष्टगंधांश्च ये वांति गंतारस्ते यमालयम् ॥८३॥

જે રોગીની કાયામાંથી કીચડ, માછલાં, ચરબી, તેલ, અનેઘીની વાસ આવે, તથા તે જો દિવ્ય સગંધવાળું વમન કરે તો તે યમાલય પ્રત્યે જશે. તેવો રોગી એક વર્ષમાં મરે છે. ૮૩

यूका ललाटमायाति बलिं नाश्नन्ति वायसाः ॥
येषां वापि रतिर्नास्ति यातारस्ते यमालयम् ॥८४॥
ज्वरातीसारशोफाः स्युर्यस्यान्योऽन्यावसादिनः ॥
प्रक्षीणबलमासस्य नासौ शक्यश्चिकित्सितुम् ॥८५॥

જેના મસ્તક ઉપર જુઓ પડે, અને કાગડા કટક બળીને ન ખાય, તથા જેને કાંઇ પણ સુખ ન હોય તે યમસદને જવાનો છે.

એમ સમજવું. આ અરિષ્ટ એક વર્ષનું છે. જેના શરીરમાં પરસ્પર ઉપદ્રવ કરવા જ્વર, અતિસાર અને સોજો હોય તથા બળ અને માંસ ઓછાં થઇ જાય તો તે રોગી ચિકિત્સા કરવાને માટે પાત્ર નથી. ૮૪-૮૫.

क्षीणस्य यस्य क्षुत्तृष्णे हृद्यैर्मिष्टैर्हितैस्तथा ॥
न शाम्यतोऽन्नपानैश्च तस्य मृत्युरुपस्थितः ॥८६॥

જે પુરૂષની ક્ષુધા અને તૃષા હૃદ્ય, મિષ્ટ અને હિતકારી ખોરાકથી તથા જળથી શાંત ન થાય તેનું મૃત્યુ ઉભું રહેલું છે એમ સમજવું. ૮૬

प्रवाहिका शिरःशूलं कोष्ठशूलं च दारुणम् ॥
पिपासा बलहानिश्च तस्य मृत्युरुपस्थितः ॥८७॥

જે રોગીની પ્રવાહિકા, મસ્તકશૂલ, તરસ અને બળ એની હાનિ થાય તેનું મોત આવી રહ્યું છે એમ સમજવું. ૮૭

विषमेणोपचारेण कर्मभिश्च पुराकृतैः ॥
अनित्यत्वाच्च जतूनां जीवितं निधनं व्रजेत् ॥८८॥

હવે એમ કહે છે કે એ અરિષ્ટ કેવી રીતે ઉત્પન્ન થાય છે. તો-વિષમ ચિકિત્સા કરવાથી, અનેપૂર્વ જન્મના કર્મોથી, તથા પ્રાણી માત્ર અનિત્ય હોવાથી જીવનું જીવન વિનાશને પામે છે. ૮૮

प्रेतभूतपिशाचाश्च रक्षांसि विविधानि च ॥
मरणाभिमुखं नित्यमुपसर्पंति मानवम् ॥८९॥
तानि भेषजवीर्याणि प्रतिघ्नंति जिघांसया ॥

**तस्मान्मोघाः क्रियाः सर्वा भवंत्येव गतायुष ॥९०॥**

મરણના સમયે સર્વ ક્રિયા નિષ્ફળ કેમ જાય છે તે બાબત કહે છે કે; માણસના મરણના વખતે પ્રેત, ભૂત, પિશાચ, અનેક પ્રકારના બ્રહ્મરાક્ષસ વિગેરે નિત્ય તેને મારવા સારૂ સમીપ આવે છે, તેથી ગતાયુમનુષ્યને માટે કરેલા સર્વ ઉપચાર નિષ્ફળ જાય છે.૮૯–૯૦

**अथातः स्वभावविप्रतिपत्तिरूपमध्यायव्याख्यास्यामः ॥**

હવે સ્વભાવ ( પ્રકૃતિ વિગેરે ) વિપ્રતિ વતિરૂપ અધ્યાયની વ્યાખ્યા કરીશું.

**स्वभावप्रसिद्धानां शरीरैकदेशानामिन्यभावंत्व मरणाय तद्यथा शुक्लानां कृष्णता कृष्णानां शुक्लता रक्तानामन्यवर्णत्वं स्थिराणामस्थिरत्वंमृदूनां स्थिरता चलानामचलत्वमचलानां चलता पृथूनां संक्षिप्तत्वं संक्षिप्तानां पृथुता दीर्घाणां ह्रस्वत्वं ह्रस्वानां दीर्घताऽपतनधर्मिणां पतनधर्मित्वं पतनधर्मिणामपतनधर्मित्वमकस्माच्च शैत्योष्ण्यस्नैग्ध्यरौक्ष्यप्रस्तम्भवैवर्ण्यावसदनाश्चाङ्गानाम् ॥९१॥**

આ દેહમાં જે સ્વભાવ સિદ્ધ પદાર્થ છે તે શરીરના કોઈ ભાગમાં વિપરીત થઈ જાય તો તે મૃત્યુનો અર્થ છે. જેમકે સફેદ પદાર્થ એકદમ કાળો થઇ જાય અને કાળાનો સફેત થાય, લાલ અંગ ( હોઠ, લાલુ આદિ ) સફેત, કાળાં પીળાં થઇ જાય, સ્થિર પદાર્થ અસ્થિર થાય, અને કેશ, શ્મશ્રુ આદિ કઠોર પદાર્થ નરમ થાય, માંસ, રૂધિર, વિગેરે કઠણ થઇ જાય, તેમજ ચંચળ પદાર્થ

સ્થિર થાય અને સ્થિર પદાર્થ ચંચળ થાય, પુષ્ટ અવયવ કૃશ થાય અને કૃશ અવયવ જાડા થાય, દીર્ઘ અવયવ ટુંકા થાય અને ટુંકા અવયવ દીર્ઘ થાય, જે અવયવ ન પડતા હોય તે પડી જાય અને પડતા હોય તે ન પડે, તથા શીતલતા, ગરમી, ચિકાશ, રૂક્ષતા, સ્તબ્ધતા, વિવર્ણતા, અને વિકલતા એ રીતે શરીરમાં વૈપરિત્ય થાય તો તે મૃત્યુનાં લક્ષણ સમજવાં. ૯૧

**स्वेभ्यः स्थानेभ्यः शरीरैकदेशानामवस्रस्तोत्क्षिप्तभ्रांतावक्षिप्तपातितविमुक्तानिर्गतांतर्गतगुरुलघुत्वानि ॥ ९२ ॥**

શરીરનું એક અંગ પોતાના સ્થાનથી શિથિલ થાય અથવા ઉપર ચઢી જાય, નેત્ર વિગેરેનું ભ્રમણ થાય અથવા તે વાંકા ચુકા થાય, શિરથીલા આદિનું ધારણ થઇ ન શકે, દેહના સાંધા વિગેરે ઢીલા પડી જાય, જીભ બાહાર નિકળે, જિહ્વા નેત્ર વિગેરે અંદર જતાં રહે, ભુજા શિર આદિ જડ થાય, હલકા અવયવ ભારે થાય તો તે ચિન્હ અરિષ્ટ ઉત્પન્ન કરે છે. ૯૨

**प्रवालवर्णव्यङ्गप्रादुर्भावोऽप्यकस्मात् ॥ शिराणां च दर्शनं ललाटे नासावंशे वा पिडकोत्पत्तिः ॥ गोमये चूर्णप्रकाशस्य वा रजसो दर्शनमुत्तमांगे निलयनं वा कपोतकंकप्रभृतीनां मूत्रपुरीषवृद्धिरभुंजानानां तत्प्रणाशो भुंजानानां स्तनमुलहृदयोरःसु च शूलोत्पत्तयः मध्ये शूनत्वमन्तेषु परिम्लायित्वं विपर्ययो वा तथाऽङ्गेश्वयथु ॥ ९३ ॥**

એકદમ લાલ વર્ણનો વ્યંગરોગ થઇ જાય, નસો લાલ રંગની દેખાવા માંડે, માથામાં અને નાકના હાડકામાં પીડા ઉત્પન્ન થાય, માથામાં છાણુની માફક રજકણુ દેખાય, કબુતર કંક આદિ પક્ષી મસ્તક ઉપર આવીને બેસે, ખાધા પીધા વગર મલમૂત્રની વૃદ્ધિ થાય અર્થાત્ તે વધારે ઉતરે, અને ભોજન કરેલાના મલમૂત્રનો નાશ થાય, સ્તનમૂલ, હૃદય, છાતી એમાં શુળ ઉત્પન્ન થાય અને જેની કાયાનો મધ્ય ભાગ સૂજી જાય, તથા છેલ્લા ભાગ રહી જાય અથવા હાથ પગ આદિ સુજી જાય તથા વચલો ભાગ રહી જાય, અથવા અર્ધાંગ ઉપર સોજો ચઢે, તો તે અરિષ્ટનાં લક્ષણુ સમજવાં. તેવો રોગી એક મહિનામાં મરી જશે. ૯૩

शोषोङ्गपक्षयोर्वा नष्टहीनविकलाविकृतिस्वरता ॥
विवर्णपुष्पप्रादुर्भावा वा दन्तनखशरीरेषु ॥
यस्य वाप्सु कलपुरीषरेतांसि निमज्जंति ॥
यस्य वा दृष्टिमंडले भिन्नाविकृतानि रूपाण्यालोक्यते ॥
स्नेदाभ्यक्तकेशांग इव यो भाति ॥
यश्च दुर्बलो भक्तद्वेषातिसाराभ्यां पीडयते ॥
कासमानश्च तृष्णाभिभूतः ॥ क्षीणच्छर्दिभक्तद्वेषयुक्तः
सफेनपुयरुधिराद्वामी हतस्वरः शूलाभिपन्नश्च मनुष्यः ॥

શરીરનું અંગ સૂકું પડે અથવા અડધા દેહનું શોષણુ થાય, તેમ અવાજ અત્યંત ક્ષીણુ થાય, અથવા વિકલ સ્વર થાય ( ગદ્ગદ આદિ ગદ સ્વર થાય ) અથવા સ્વભાવ વિપરીત થઇ જાય, તથા

દાંત નખ અને શરીર એમાં દુધરંગના બિંદુ પેદા થાય, જળમાં કફ મળ અને વીર્ય ડુબી જાય, તથા આંખો આગળ ભયાનક અનેક પ્રકાર ( ત્રણ માથાના ) માથા વગરના ) રૂપ જુવે, તેલથી ચોપડેલા વાળ રૂક્ષ દેખાય, જાતે દુર્બળ છે તો ખોરાકનો કંટાળો ઉપજે, અતિસારની પીડા થતી હોય, ખાંસીથી અને તૃષાથી એક કાળે પીડિત થાય, ક્ષીણરોગી હોય, વમન થાય અને ખોરાકનો કંટાળો હોય, ફીણવાળા પરૂ અને રૂધિરની ઉલટી થાય, સાદ બેશી જાય અને માથાના અથવા પેટના શૂળથી પીડિત હોય, તો તે અરિષ્ટ જાણવાં. ૯૪

शूनकरचरणवदनःक्षीणोऽन्नद्वेषी स्रस्तपिंडिका सपाणिपादो ज्वरकासाभिभूतः यस्तु पुर्वाह्णे भुक्तमपराह्णे छर्दयत्यतिसार्यते वा ज्वरकासाभिभूतः स श्वासान्म्रियते ॥ बस्तवद्विलपन् यश्च भूमौ पतति स्रस्तमुष्कः स्तब्धमेढ्रो भग्नग्रीवः प्रणष्टमेहनश्च मनुष्यः ॥९५॥

જેના હાથ, પગ, મોઢું એના ઉપર સોજો ચઢયો હોય, બીજા અવયવ ક્ષીણ થયા હોય, ખોરાકમાં અરૂચિ, ઘુંટણ, ખભા, હાથ અને પગ જ્વરથી અને વાયુથી યુક્ત હોય, તેમજ પ્રાતઃકાળમાં ખાધેલા ખોરાકનું બપોરે વમન થયું હોય અને પચન થયા વગરનો ખોરાક મલ માર્ગથી નિકળી ગયો હોય, તથા જ્વર–ખાંસીથી વ્યાપ્ત થએલો હોય તે શ્વાસરોગી મરવાનો; વળી ઘેટાના શબ્દ સમાન વિલાપ કરતો ભોંય ઉપર પડી જાય, અંડકોશ સ્થાનથી છુટી જાય, લિંગ સાંકડું થઇ જાય, ગ્રીવા નીચે પડે તથા લિંગ અંદર જતું રહે, તો તે સર્વ અરિષ્ટ સમજવાં. ૯૫

प्राग्विशुष्यमाणहृदय आर्द्रशरीरोयश्चलोष्ठंलेोष्टेनाभिहन्ति-
काष्ठंकाष्ठेनतृणानिवाछिनत्तिअधरोष्ठंदशत्युत्तरं प्रष्टंवालेढि॥
आलुंचनिवाकर्णौकेशांश्च देवाद्विजगुरुसुहृद्वेद्यांश्चद्वेष्टि ॥९६॥

જે પુરૂષનું બધું શરીર આર્દ્ર રહીને પ્રથમ હૃદય સુકાઇ જાય તેને એક પખવાડિયાનું અરિષ્ટ છે, અને તે જો માટીના ઢેપાથી ઢેપું તોડવા માંડે, લાકડાથી લાકડું અને ઘાસ તોડે, નીચલા હોઠને દાંતવતી કચડે અને ઉપલો હોઠ ચાટે તથા કાનને અને માથાના વાળને તોડે, તેમજ દેવ, બ્રાહ્મણ, ગુરૂ, મિત્ર અને વૈદ્ય એમના સાથે દ્રોહ કરે, તો તેનું એક વર્ષનું અરિષ્ટ જાણવું. ૯૬

यस्यवक्रानुवक्रगाग्रहागर्हितस्थानगताः पीडयंतिजन्म-
र्क्षंवायस्योल्काशनिभ्यामभिहन्यतेहोरावागृहदारशय-
नासनयानवाहनमणिरत्नोपकरणगार्हितलक्षणानिमित्त-
प्रादुर्भावोवेति ॥ ९७ ॥

જેના વક્રીગ્રહ ઉપરસ્થિત રાશીને છોડીને પૂર્વભુક્ત રાશિએ આવી જાય અને માર્ગીગ્રહ તે દુષ્ટ સ્થાન ઉપર આવીને જન્મન-ક્ષત્રને પીડા કરે, તથા જેનું જન્મનક્ષત્ર હોરા, ઉલ્કા ( જેને તારો તુટયો કહે છે તે ) અને વિજળી એનાથી હત હોય, તેમજ ઘર, સ્ત્રી, શય્યા, આસન, સવારી, વાહન, મણી, રત્ન અને સરસામાન વિગેરેમાં દુષ્ટ લક્ષણ હોયતો તેનેલીધે અરિષ્ટની ઉત્પત્તિ થાયછે. ૯૭

चिकित्स्यमानः सम्यक्च विकारो योऽभिवर्द्धते ॥
प्रक्षीणबलमांसस्य लक्षणं तद्गतायुषः ॥

निवर्त्तते महाव्याधिः सहसा यस्य देहिनः
न चाहारफलं यस्य दृश्यते स विनश्यति ॥ १८ ॥

જે રોગીના ઉત્તમ પ્રકારની ચિકિત્સા કરેલી છતાં પણ રોગમાં વધારો થાય અને જેનું બળ તથા માંસ ક્ષીણ થઇ જાય, તેને ગતાયુ સમજવો. જે રોગીનો રોગ મોટો છતાં એકદમ જતો રહે અને જે ભોજન કરે તેનાથી તેના દેહમાં કાંઇ (પુષ્ટાઇ ક્ષુધા શાંતિ આદિ) ફળ જોવામાં ન આવે તો એ રોગી જરૂર મરવાનો. ૯૮

ज्ञानसंबोधनार्थंतुलिङ्गैर्मरणपूर्वकः ॥
पुष्पितानुपदेक्ष्यामोनरान्बहुविधान्बहून् ॥
नानापुष्पोपमोगंधोयस्यवातिदिवानिशम् ॥
पुष्पितस्यवनस्येवनानाद्रुमलतावतः ॥
तमाहुः पुष्पितंधीरानरंमरणलक्षणैः ॥
स वै संवत्सरादेहं जहातीतिविनिश्चयः ॥ ९९ ॥

મરણનાં લક્ષણો સાથે કાળજ્ઞાન જાણવા સારૂ અનેક પ્રકારનાં પુષ્પિત માણસોના ઘણા દાખલા કહું છું; વનમાં અનેક પ્રકારનાં વૃક્ષ–લતા ફુલી રહ્યા પ્રમાણે જેના શરીરમાં દિવસમાં તથા રાત્રે ફુલની માફક સુગંધ આવે, તેવા રોગીને વૈદ્ય લોકો પુષ્પિત કહે છે. તે એક વર્ષમાં નિશ્ચયથી મરણને પ્રાપ્ત થાય. ૯૯

एवमेकैकशः पुष्पैर्यस्यगंधःसमोभवेत् ॥
इष्टैर्वायदिवानिष्टैःसचपुष्पित उच्यते ॥
तद्यथाचन्दनंकुष्ठंतगरागुरुणीमधु ॥

माल्यमुत्रपुरीषैंत्रामृतानिकुणपानिवा ॥
येच न्येविविधात्मानोगंधाविविधयोनयः ॥
तेऽप्यनेनानुमानेनविज्ञयाविकृतिंगते ॥ १०० ॥

તેજ પ્રમાણે શરીરમાં એકેક ફુલનીજુદી જુદી સુગંધ અથવા દુર્ગંધ આવે તો તેવા રોગીને પુષ્પિત કહે છે. ચંદન, કૂઠ, તગર, અગરૂ, મધુ, માલા, મૂત્ર, મલ, મડદું એના જેવી દુર્ગંધ આવે, તથા બીજી અનેક પ્રકારની દુર્ગંધ રોગીને આવતી હોય તો તે પણ તેના અનુમાન ઉપરથી અરિષ્ટવાળી સમજવી જોઇએ. ૧૦૦.

इदंचाप्यनिदेशार्थलक्षणंगंधसंश्रयम् ॥
वक्ष्यामोयदभिज्ञाय भिषक् मरणमादिशेत् ॥ १०१ ॥

તેજ પ્રમાણે વૈદ્યને જાણવાને માટે ગંધ સંશ્રિત લક્ષણો કહું છું; જે લક્ષણોને જાણીને વૈદ્ય રોગીના મરણ કાળ કહી શકે. ૧૦૧.

वियोनांवज्वरोयस्य गन्धोगात्रेपुदृश्यते ॥
इष्टोवायदिवानिष्टोनसजीवतितांसमाम् ॥
एतावद्गंधविज्ञानंरसज्ञानमतः परम् ॥ १०२ ॥

જે માણસને દેહમાં પશુ પક્ષી જેવી અને જુદા જુદા પ્રકારના રોગોની માફક ગંધ આવે, વખતે તે સારી હોય તો પણ. તે આદમી એક વર્ષ નહી જીવે. અમોએ આ ગંધ વિજ્ઞાન કહ્યું. હવે રસજ્ઞાન કહીએ છિએ. ૧૦૨.

आतुरेषुशरीरेषुवक्ष्यामोविधिपूर्वकम् ॥
योरसःप्रकृतिस्थानांनराणांदेहसंभवः ॥

सएषांचरमेकालेविकारान्भजेतद्गान् ॥
काश्चेश्चास्यवैरस्यमत्यर्थमुपपद्यते ॥
स्वादुत्वमपरंचापिविपुलंभजतेरसः ॥
तमनेनानुमानेनविद्याद्विकृतिमागतम् ॥ १०३ ॥

હવે રોગીના શરીરનું રસજ્ઞાન નિરૂપણ કરીયું. તંદુરસ્ત પુરૂષના દેહમાં રસ જે સ્વસ્થ અવસ્થામાં હોય છે તે પણ મરણની વખતે એ પ્રકારની ભાવના થઇ જાય છે. કોઇના મોં મુખમાં વિરસતા થઇ જાય છે, ત્યારે વૈદ્યે જાણવું કે વિકૃતિ આવી પહોંચી છે૧૦૩

मनुष्योहिमनुष्यकथंरसमवाप्नुयात् ॥
मक्षिकाश्चैवयक्षाश्चदंशाश्चमशकैःसह ॥
विरमादपसर्पंति जन्तोः कायान्मुमुर्षतः ॥
अत्यथरसकंकायंकालपक्वस्यमाक्षिकाः ॥
अपिस्नातानुलिप्तस्यभृशमायांतिसवंशः ॥
यान्येतानिमयोक्तानिलिंगानिरसगंधयोः ॥
पुष्पतम्यनरस्यैतः फलंमरणमादिशेत् ॥ १०४ ॥

કદાચિત્ કોઇ સવાલ કરશે કે માણસના દેહનારસ કેવીરીતે જાણી શકાય છે? તે માટે ધન્વંતરી કહે છે કે જે વખત એ માણસ

મરણોન્મુખ થાય છે ત્યારે તેનુ શરીર વિરસ થઇ જાય છે તેથી તેની ગંધના પ્રભાવથી માખીઓ, યક્ષ, મચ્છર, ડાંસ આદિ તેના ઉપર બહુ આવીને બેસે છે, અને કાળે કરીને એનો દેહ જ્યારે અત્યંત પડત્ર થઇ જાય છે ત્યારે તે પ્રાણી ન્હાઇ રહ્યા પછી અને ચંદન વિગેરે લગાડયું છતાં માખીઓ જતી રહેતી નથી. તે વખત વૈદ્યે સમજવું કે એ માણુસના દેહનો રસ પલટી ગયો છે. આ અમે પુષ્પિત માણુસની ગંધ અને રસનાં લક્ષણુ કહ્યાં એથી કરીને વૈદ્ય રોગીનું મૃત્યુ કહી શકશે. ૧૦૪

दतपंक्तयुत्तरे न्यस्तं न विशेदंगुलित्रयम् ॥
स याति सप्तरात्रेण निश्चितं यमसादनम् ॥१०५॥

જેના બે જડબાની અંદર ત્રણુ આંગળીઓ ઘાલતાં નહીં જાય તે સાત દિવસમાં મરશે. ૧૦૫

छायां विधोर्न ध्रुव मृक्षमालामालामालोकयेद्यो न च मातृचक्रम् ॥ खंडं पदं यस्य च कर्दमादौ कफश्च्युतो मज्जति चाम्बुचुंवी ॥ १०६ ॥

જે માણુસ ચંદ્રમાના કલંકને, ધ્રુવને, નક્ષત્રોને અને માતૃમંડલને ન દેખે, તથા કીચડ વિગેરેમાં પગ મુકવાથી અડધા પગનું ચિન્હ દેખે, અને જળમાં કફ નાખવાથી તે જળને લઇને નીચે બેશી જાય. તો તે અરિષ્ટ સમજવાં જોઇએ. ૧૦૬

उरः पुरः शुष्यति यस्य चार्द्रे न भांति तिस्रोङ्गुलयश्च वक्रे ।स्नातस्य मुर्द्धन्यापि धुमवल्ली निर्लीयते रिक्तमुखः खगो वा ॥ १०७ ॥

જેનો દેહ ચંદન વિગેરેથી લીંપો થઇને પ્રથમ છાતી સૂકે, જેના મુખમાં ત્રણ આંગળીઓ નહીં માય અને જળમાં સ્નાન કર્યા પછી મસ્તકમાં ધુમાડો ઉઠયા જેવું જણાય, તેમજ જેના માથા ઉપર (ફળ ધાન્યઆદિ જેના મુખમાં નથી એવા ) પક્ષી આવીને બેસે, તો તે અરિષ્ટ છે એમ જાણવું. ૧૦૭

**ना कीर्णकर्णः शृणुयाच्च घोषं नो वाम्बुमुक्तोऽपि धृतिं न धत्ते ॥ निःश्रीरकस्मात्सुतरां च सुश्रीः कृशः स्थवीयानपि योप्यकस्मात् ॥ १०८ ॥**

જે માણસ આંગળીઓથી કાનને બંધ કર્યા પછી કાનની અંદરનો અવાજ ન સાંભળે, અને જે બહુ જમ્યો છતાં પણ તૃપ્ત નહીં થાય, તથા અશોભિત છતાં એકદમ શોભાવાન થઇ જાય અથવા શોભાવાન છતાં અશોભિત થઇ જાય, તેમજ જે કૃશ છતાં જાડો થઇ જાય અગર જાડો છતાં એકદમ પાતળો થઇ જાય, તો તે અરિષ્ટ છે એમ જાણવું. ૧૦૮

**अतीव तुच्छं बहुचाल्पहेतोरतीतसात्म्यः सदसत्प्रवृत्तौ॥ अप्यंगुलिक्रांतविकोचनांतो न मेचकं चान्द्रकमीक्षते यः॥१०९**

માણસ જો જ્વર આદિ રોગ વગર અત્યંત થોડો ખોરાક લેવા માંડે અને ભસ્મ આદિ રોગ વગર બહુજ ભોજન કરવા માંડે તથા ઉત્તમ અથવા દુષ્ટ વિષયમાં સ્વાત્મ્ય છોડી દે ( અર્થાત્ જે ઉત્તમ કર્મ કરવાનો વાળો હોય તે નઠારૂં કામ કરવા માંડે અને દુષ્ટ કર્મ કરવાવાળો હોય તે સારૂં કામ કરવા માંડે )તેમજ આંખો

ઢાંક્યા પછી મોર પીછાં જેવાં તિલમિલ હમેશાં જોવામાં આવવાના તેને ન દેખે તો તે અરિષ્ટ જાણવું. ૧૦૯

मध्येललाटं मणिबंधधारी न चालिपकां पश्यति यः कलावीम् ॥ अहेतुकं यः शवगन्धिगात्रः सर्वत्र सी· मंतितमूर्धजा वा ॥ ११० ॥

જે માણસ લલાટ ઉપર મણિબંધ મુકયા પછી કલાઇને થોડી પણ ન જુવે અને વગર કારણે જેના શરીરમાં મડદાની ગંધ આવે, તથા જેના માથાના બધા વાળ ચોટલાની માફક ગુંથઇ જાય, તેને તે અરિષ્ટ છે એમ જાણવું. ૧૧૦

आपिक्षर द्रोमनखःशरीरात्सद्यःस्रवद्वामविलोचनोवा ॥ निरीक्षते सत्त्वममानुषं वा विस्रस्तनासानयनश्रुत्तिवा ॥

જેના શરીરના રોમાંચ અને વાળ એની મેળે ઉખડીને પડવા માંડે તથા જેની ડાબી આંખથી આંસુ વહેવા માંડે, તેમ જે ભૂલ, પતિત આદિ પ્રાણીઓને દેખતો જાય, તેમજ જેનું નાક કાન અને નેત્ર ઢીલાં પડી જાય, તે તેને અરિષ્ટ છે એમ સમજવું. ૧૧૧

फलाग्निजलवृष्टीनां पुष्पधूमाम्बुदा यथा ॥ ख्यापयंति भविष्यत्वं तथारिष्टानि पंचताम् ॥ ११२ ॥

જેવી રીતે ફુલ, ધુમાડો અને વાદળું એ ફળ, અગ્નિ અને જળના ભવિષ્યને પ્રકટ કરે છે, તે પ્રમાણે અરિષ્ટ મરણને સૂચિત કરે છે. અર્થાત્ ફુલથી ફળનું, ધુમાડાથી અગ્નિનું, તેમ વાદળથી પાણી વરસવાનું ભવિષ્ય સૂચવાઇ જાય છે તે પ્રકારે અરિષ્ટદ્વારા

મરણનો બોધ થઇ જાય છે. અરિષ્ટ બે પ્રકારનાં થાય છે. એક નિયમ ( નિશ્ચિત ) અને બીજું અનિયત ( અનિશ્ચિત ) છે ૧૧૨

तानि सौक्ष्म्यात्प्रमादाद्वा तथैवाशुव्यतिक्रमात् ॥
गृह्यन्ते नोद्धतान्यज्ञैर्मुमूर्षोर्नत्वसम्भवात् ॥११३॥

એ પ્રકટ થએલા અત્યંત સૂક્ષ્મ અને તરત નષ્ટ થઇ જનાર અરિષ્ટોને મરણ વશ થએલો મૂઢ આદમી જાણી શકતો નથી. કારણ કે તે અરિષ્ટ પરમાણુની માફક બહુજ સૂક્ષ્મ હોય છે રોગી બેભાન જેવો થાય છે તેથી અને જે વખત અરિષ્ટ થાય તેજ વખતે તે મરી જાય તો, એવા બધાં કારણોને લીધે મૂર્ખ લોકો અરિષ્ટને જાણી શકતા નથી. પરંતુ એમ નથી કે રોગીને તેવાં અરિષ્ટ થતાં જ નથી તે કારણથી તે નથી જાણતા. ૧૧૩

नक्षत्रपीडा बहुधा यथा कालाद्विपच्यते ॥
तथैवारिष्टपाकं च ब्रुवते बहुधा जनाः ॥११४॥

હવે એ અરિષ્ટ પીડા પચીસ વર્ષાદિમાં કેમ થાય છે તે બાબત કહિએ છિએ; જે રીતે નક્ષત્ર જનિત પીડા પ્રાયઃ કાળાંતરમાં પચે છે તેજ પ્રમાણે અરિષ્ટફળ વિષે ઘણા માણસો કહે છે. ૧૧૪

आसिद्धिमाप्नुयाल्लोके प्रतिकुर्वन्गतायुषः ॥
अतोरिष्टानि यत्नेन लक्षयेत्कुशलो भिषक् ॥११५॥

જે વૈદ્ય ગતાયુ ( મરણોન્મુખ ) આદમીની ચિકિત્સા કરે છે તે આ લોકમાં ચિકિત્સા ફળ, ધન, યશ વિગેરેની સિદ્ધિને નથી પામતો, માટે કુશળ વૈદ્યે યત્નપૂર્વક અરિષ્ટની પરીક્ષા કરવી. ૧૧૫

ध्रुवं तु मरणं रिष्टे ब्राह्मणं स्तत्किलामलैः ॥
रसयानतपोजप्यतत्परैर्वा निवार्यते ॥११६॥

હવે દોષજ અરિષ્ટોથી મરણના નિશ્ચય બાબત કહું છું; અરિષ્ટ થવાને લીધે પ્રાણીનું મરણ અવશ્ય થાય છે તે મરણવાળા અરિષ્ટનું નિવારણ રાગાદિ દોષ રહિત થઇને બ્રાહ્મણોની સેવા, રસાયનવાળી ઔષધીનું સેવન, તપશ્ચરણ અને ગાયત્રાદિ મંત્રોના જપ કરવાથી થાય છે. આ કેવળ અનિશ્ચિત અરિષ્ટ દૂર કરવાના ઉપાય છે, અને નિશ્ચિત અરિષ્ટ છે તે દાન પુણ્ય આદિ કોઇ પણ ઉપાયથી દૂર થતાં નથી. ૧૧૬

॥ अथ छायापुरुषलक्षणम् ॥

अयातः संप्रवक्ष्यामि छायापुरुषलक्षणम् ॥
येन विज्ञानमात्रेण त्रिकालज्ञो भवेन्नरः ॥११७॥

હવે અમે છાયા પુરૂષનાં લક્ષણ કહિએ છિએ, જે લક્ષણ જાણવાથી પ્રાણી ત્રિકાલજ્ઞ ( ભૂત, ભવિષ્ય, વર્તમાનને જાણવાવાળો ) થાય છે. ૧૧૭

कालो दूरस्थितस्यापि येनोपायेन लक्ष्यते ॥
तं वक्ष्यामि समासेन यथोक्तं शंभुना पुरा ॥११८॥

દૂરસ્થ કાળ પણ જે ઉપાયથી દૃષ્ટિગોચર થાય છે તે પૂર્વે શ્રી શિવજીએ કહ્યા મુજબ હું સંક્ષેપથી કહું છું. ૧૧૮

एकांते विजने गत्वा कृत्वादित्यं च पृष्ठतः ॥
निरीक्षेत निजां छायां कंठदेशे समाहिः ॥११९॥

કાળજ્ઞાનનું સાધન કરવાવાળા આદમીએ નિર્જન એકાંતવનમાં જઇને સમાન ભૂમી ઉપર ઉભા રહી સૂર્યને પછવાડે મુકી સિધા ઉભા રહેવું, પછી પોતાની છાયાના કંઠ દેશમાં જોતા રહી સાવચેતીથી પરીક્ષા કરવી. ૧૧૯.

ततश्चाशाशमीक्षेत ततः पश्यति शंकरम् । ॐ ह्रीँपरब्रह्मणे नमः इति मंत्रम् अष्टोत्तरशतवारं जपेत् ॥१२०॥

બરાબર બે ઘડી સુધી છાયા તરફ જોયા કરવું, પછી તે છાયા ઉપરથી નજર કાઢી લઇ આકાશ તરફ જોવું, એટલે સાક્ષાત્ શ્રીશિવજીનાં દર્શન થશે. જે વખત છાયાને જોવાસારૂ ઉભો રહે તે વખત એકસો આઠ વાર આ મંત્રનો જપ કરવો. " ॐ હ્રીં પરબ્રહ્મણે નમઃ " ૧૨૦

शुद्धस्फाटिकसंकाशं नानारूपधरं हरम् ॥
षण्मासाभ्यासयोगेन भूचराणां पतिर्भवेत् ॥१२१॥

આ પ્રમાણે કરવાથી શુદ્ધ સ્ફટિક મણિના સમાન અનેક રૂપ ધારણ કર્તા શિવને જુવે. એ પ્રમાણે છ મહિના કરવાથી સંપૂર્ણ પ્રાણી માત્રનો અધિપતિ થશે. ૧૨૧

वर्षद्वयेन हे नाथ कर्त्ता हर्त्ता स्वयं प्रभुः ॥
त्रिकालज्ञत्वमाप्नोति परमानंदमेव च ॥१२२॥

બે વરસ સુધી એ ક્રિયાનુ સાધન કરવાથી પોતે કર્તા હર્તા અને ત્રણે કાળને જાણવાવાળો તથા પરમાનંદ યુક્ત થશે. ૧૨૨

सतताभ्यासयोगेन नास्ति किंचन दुर्लभम् ॥१२३॥

એ પ્રમાણે બરાબર હમેશાં સાધન કરતો રહેતો આ સંસારમાં એવી કોઇ વસ્તુ નથી કે જે તે સાધકને પ્રાપ્ત નહીં થાય. ૧૨૩

तद्रूपंकृष्णवर्णंयः पश्यतिव्योम्निनिर्मले ॥

षण्मासान्मृत्युमाप्नोतिसयोगीनात्रसंशयः ॥ १२४ ॥

કદી એ રોગી આકાશમાં તે છાયા પુરૂષનો રંગ કાળો જુવે તો ૭ માસમાં નિઃસંદેહ મૃત્યુને શરણ થાય. ૧૨૪

पीतेव्याधिभयंरक्ते नीलेहत्यांविनिर्दिशेत् ॥

नानावर्णस्वरूपोस्मिन्नुद्वेगोजायतेमहान् ॥ १२५ ॥

જો પીળા રંગ જુવે તો તેને રોગ થાય, લાલ જુવે તો ભય થાય, નીલ વર્ણની છાયા જુવે તો હત્યા આવે, અનેક પ્રકારના રંગવાળી છાયાને જુવે તો તેના ચિત્તમાં ઘોર ઉદ્વેગ થાય. ૧૨૫

पादेगुल्फेचजठरे विनष्टेमृत्युमादिशेत् ॥

अर्धवर्षेण क्रमाद्वर्षद्वयेन च ॥ १२६ ॥

છાયા પુરૂષના પગ, કટિ અને પેટ ન જોયાથી ક્રમપૂર્વક ૭ મહિના, એક વરસ અને બે વરસમાં મૃત્યુ થશે. (અર્થાત્ પગ ન જોયાથી ૭ માસમાં, કટિ ન જોયાથી એક વરસમાં અને પેટ ન જોયાથી બે વરસમાં મરશે.) ૧૨૬

विनष्टेदक्षिणेबाहौवस्वंधुर्म्रियते ध्रुवम् ॥

वामे बाहौ तथा भार्या विनश्यतिनसंशयः ॥ १२७ ॥

છાયા પુરૂષનો જમણો હાથ ન જોયાથી આપનો ભાઇ મરે અને ભુજા ન જોયાથી આપની સ્ત્રી મરે એમાં સંદેહ નથી. ૧૨૭

शिरोदक्षिणबाहोस्तुविनाशोमृत्युमादिशेत् ॥
अशिरामासिमरणंविनाजंघे दिनेन वा ॥
अष्टाभिःकंधरानाशे छायालुप्तेच तत्क्षणात् ॥१२८॥

છાયા પુરૂષનુ માથુ અને જમણો હાથ ન જોયાથી મૃત્યુ થશે શિરવિનાનું શરીર જુવે તો એક મહિનામાં મરે, માન ન દેખે તો આઠ દિવસમાં અને બધી છાયાને ન જુવે તો તત્કાળ મૃત્યુ થશે. પરંતુ આજ્ઞાન કેવળ તેવા યોગિઓના માટેછે, બીજાને વાસ્તે નથી.૧૨૮



| पुस्तकोनां नाम. | कि. रु. आ. | ट. रु. आ. |
|---|---|---|
| कूटमुद्गर—संस्कृत सटीक वैदक छोटासा | ०—३ | ०—०॥ |
| चरकसंहिता—मूलमात्र अग्नि वेशकृत चरकप्रति | २—० | ०—४ |
| चिकित्साक्रमकल्पवल्ली—काशिनाथकृत अपूर्वग्रंथ. | ३—८ | ०—७ |
| द्रव्यगुण संग्रह—वैद्यश्री चक्रपाणिदत्तप्रणीत | ०—८ | ०—१ |
| निदानदीपिका—निदानका संस्कृतमें ग्रंथ है. | १—८ | ०—३ |
| भावप्रकाश—मुलमात्र. | ४—० | ०—८ |
| माधव निदान—मधुकोश व्याख्या सहित निदानमें श्रेष्ठ है. | १—८ | ०—२ |
| माधवनिदान—मधुकोष और आतंकदर्पण दो टीका सहित. | ३—० | ०—६ |
| योगरत्नाकर—यहवैदकग्रंथ सर्वको परमपयोगीहै | २—० | ०—४ |
| रसरत्न समुच्चय—मूलमात्र रसकाअद्वीतिय ग्रंथहै | २—० | ०—४ |
| वीर सिंहावलोकन—ज्योतिःशास्त्रादि कर्मविपाक चिकित्सा. | २—० | ०—४ |

वैद्यविनोदसंहिता मूलप्राचीन चिकित्साका ग्रंथ १–४ ०–१

शार्ङ्गधर संहिता–[ मूल मात्र ] अंजनानिदान
साहित गुटका. ०–१० ०–१

सुश्रुतसंहिता–श्रीद्रोणाचार्य विरचितया निबंध
संग्रहाख्य व्याख्या संहिता ८–४ ०–१४

## वैदकके मूल सहित हिन्दी टीकावाले ग्रंथ.

अजीर्ण मंजरी–अजीर्णका विषय थोडेमे सुलभ
बताया है ०–४ ०–०॥

अनुपानदर्पण–कौनसे रोगपर क्या अनुपान
योग्य है ०–१२ ०–१॥

अनुभुतयोगावली–अनुभवसिद्ध औषधीवर्णितहै ०–८ ०–१

अर्कप्रकाश-(रावणकृत) अर्क खींचनेकी सुगम
रीति है १–२ ०–२

अष्टांङ्गहृदय-( वागभट्ट ) वैदकका सर्वमान्य
प्राचीन ग्रंथ ८–० १–०

आदिशास्त्र–स्त्री पुरुषादिके योग्याविवाह लक्षण
( कोकशास्त्र ) ०–१२ ०–१॥

आयुर्वेद खंड–यह वेदव्यासकृत होनेसे
सर्वमान्य है ०–६ ०–१

आयुर्वेदचिन्तामणिअथवामिश्रनिघंटु-सर्वसंग्रहहै २—१२ ०—४
आयुर्वेद सुषेण संहिता गुण दोष भली प्रकार
वर्णित है १—० ०—२
अंजननिदान-इसमे सुगमतासे रोगोंका निदान
लिखा है ०—८ ०—१
करावादीन इहसानी—भाषायुनानीचिकित्साका
नामी पुस्तक है १—१२ ०—४
कल्पपंचक प्रयोग-इसमे चोपचीनी, रुद्रवन्ती
कल्पादि है ०—३ ०—०॥
कामकुतूहल-शरीरकीक्षीणतादिमेंअपुर्वदवाइयाहै ०—४ ०—०॥
कामरत्नवाजीकरणतथावशीकरणादिमेंअद्भूतहै१—१२ ०—३
कालज्ञान-इससे भूत, भविष्य, वर्तमानका ज्ञान
होता है ०—३ ०—०॥
कुमारतंत्र-रावणकृत बालकोंकी दवाइयांअपुर्वहै ०—८ ०—१
कूष्मुद्गर-यह छोटासा अपुर्व वैदक ग्रंथ है ०—३ ०—०॥
कोकसार वैद्यक सचित्र कोकापंडित कृतवैद्यक
ग्रंथोकासारहैआजतकऐसा कहींनहछिपाथा २—४ ०—४
खुबचंद चिकित्सा अनुभव हुइ १८२ एकसे
एक बढकर नुकसोकी पुस्तक ०—१० ०—२

गौरी कांचलिका तन्त्र-तन्त्र,मन्त्र और दवाइ-
योंका संग्रह ०–४ ०–१

चक्रदत्त-वर्तमानकालानुसारउत्तमऔषधी वर्णीहै ४–० ०–६

चरकसंहिता राजवैद्य पंडितरामप्रसादवैद्योपाध्यायविरचितहैं
वैद्य मात्रको यह संग्राह्य ग्रंथ है १२–० १–०

चरकसंहिता पंडित रविदत्त शास्त्रीकृत ८–० ०–१४

चर्याचंद्रोदय-इसमेव्यंजन बनानेकीक्रिया लिखीहै १–८ ०–४

चिकित्सा चंद्रोदय-अर्थात कराबादीनजुकाइ ३–० ०–६

चिकित्सा समूहअर्थातसफरीवैद्यइसमे अनुक्रम.
घोडे, उंट, हाथी, गाय, भैंस, और भैसादि
जनावरोंके रोग और उनकी तनुभुत औषधीहै०–१२ ०–२

ज्वरातिमिरनाशक-सर्वप्रकारके दवाइयोंकासंग्रहहै १–० ०–२

तिब्बइहसानी युननी वैदक मतसे नुस्खे है १–४ ०–२

त्रिशती-यह ग्रंथ संस्कृत टीकातथा भाषा टीका
समेत है १–० ०–२

द्रव्यगुण वडा-इसमेभी गुणदोषादि अपूर्वविषय है १–० ०–२

धन्वन्तरि-यह पुस्तकवैदकविषयमें धन्वन्तरीहै ५–० ०–१०

नपुंसक संजीवनी -(प्रथम भाग) यह अद्भुत
सिद्ध है ०–७ ०–१

बालतन्त्र-वन्धत्वादिकेअनुभवसिद्ध प्रयोग है १—० ०—२

बृहन्निघण्टु रत्नाकर[प्रथम भाग]बहुतविषयहै ३—० ०—६

बृहन्निघण्टु रत्नाकर-(द्वीतियभाग)अपुर्वविषयहै ३—८ ०—७

बृहन्निघण्टुरत्नाकर-(तृतियभाग)रोगोंकीचिकित्सा ३—८ ०—७

बृहन्निघण्टु रत्नाकर-[चतुर्थभाग]संपुर्णचिकित्सा २—८ ०—५

बृहन्निघण्टु रत्नाकर-(पंचमभाग)कर्मविपाकखंड ५—८ ०—१०

बृहन्निघण्टुरत्नाकर-(षष्ठभाग)रोगचिकित्साभाग ४—८ ०—८

बृहन्निघण्टु रत्नाकर-( सप्तम अष्टम भाग) इस ग्रंथमें औषधीके नाम गुण दोष समेत पंद्रा भाषामें सचित्र होनेसे संग्राह्य है.... .... १०—० १—०

रत्नकरा बृहन्निघण्टु रत्नाकर-उपरोक्त संपुर्ण (आठ भाग) ३२—० ४—०

बृहन्निघण्टु रत्नाकरान्तरगत-चिकित्सा खंड) अपुर्व संग्रह है .... .... ४—० ०—८

बृहद्बालबोध पाकावली-अनेक प्रकारके पाक वर्णीत है .... .... ०—८ ०—१

बोपदेवशतक-इसमेंक्वाथादिकका उत्तमवर्णनहै ०—६ ०—१

भावप्रकाश-यह वैदकका शिरोमणी ग्रंथ अवश्य देखीये. .... .... १०—० १—०

भावप्रकाशनिघण्टु-टीप्पणी सहित इसमें इंग्रेजी हिन्दी और बंगाली आदि भाषामेभी औषधीयोके नाम दिये है .... १—८ ०—३

मदनपालनिघण्टु-औषधोंके नाम और गुण दोष वर्णित है .... .... २—० ०—४

महामारीविवेचन-हैजादिरोगोंकाशास्त्रीयाविचार ०—४ ०—०॥

माधवनिदानम-निदानमें माधवही श्रेष्ठ है वर्णन मीध्या है .... .... २—४ ०—४

योग चिंतामणि-पाक, तैल, गुटिका, घृत इत्यादि विषय है .... .... १—८ ०—३

योग तरंगिणी-वैद्यकीय यह बहुतही उत्तम है २—० ०—४

योगशतक-रोगोंपर औषधोंका काथादि वर्णन दीया है .... .... ०—४ ०—०॥

रसचिन्तामणि-रसशास्त्रकाउमदा चमत्कारीग्रंथ १—४ ०—२

रसप्रदीप-रसभस्मादि धातु मारणके सरळ उपाय है .... .... ०—६ ०—१

रसमंजरी-रसऔरधातुफूकनेकीउत्तमक्रियावर्णीहै १—० ०—[illegible]

रसराजसुंदर-वैद्यकविषयकायहबी सर्वमान्यग्रंथहै ३—४ ०—[illegible]

| | |
|---|---|
| रसरत्नाकर-इसमे पारा, गंधक, हरताल, रुपा, हीरा, अभ्रक, मनशीलादिकेमारण गुण समेत दीये है समस्त रसग्रंथोका यह शिरोभुषण होनेसे संग्राह्य है .... | ८—० ०--१२ |
| रसायन तंत्र-यह छोटासा रसायनका ग्रंथ है | ०—२ ०--०॥ |
| रसेन्द्र चिन्तामणि-यह रसका प्रचलीत ग्रंथ अनुपम है .... .... | २—० ०—४ |
| रसेन्द्रभास्कर-यहग्रंथशिवप्रसाद शर्माकृत उत्तमहै | १--० ०--२ |
| रसेंद्रसारसंग्रह-रस, उपरस, धातु उपधातुएाके शोधन मारण ठीक है .... | २--० ०--४ |
| राजवल्लभ निघण्टु-गुणदोषादि विषयमे यहबी अपुर्व है .... .... .... | १—० ०—२ |
| रामविनोद—निदान, लक्षण, और रोगोत्पत्ति | १—० ०—२ |
| कोलिम्बराजकृतवैद्यजीवन-यह अत्यन्त उपयोगीहै | १—० ०— |
| वंध्याकल्पद्रुम-अर्थात स्त्रीचिकित्सा समुह चारो भाग वंध्यत्वका असा बडा सर्वोत्तम ग्रंथ कहीं छपा नहीथा .... ... | ९—० १--० |
| वृन्दवैद्यक-वैद्योंको अवश्य संग्रह करने योग्यहै | २--८ ०--५ |
| विषतंत्र चिकित्सा प्रकाश-सभी विषोकी चीकीत्सा अपुर्व है | ०—१० ०— |